## (૨) वलसाड तालुको.

એમાં ૯૪ ગામ તથા ૮૦,૭૦૭ માણસની વસ્તી છે. એની નદીઓનાં નામ-૧. गणदेवीनी खाडी; એનું બીજું નામ अंबिका નદી છે. આ પરગણાના વાયવ્ય કોણમાં એ નદી વહેછે. ૨. कावेरी, ૩. खरेरा, એ નૈઋત્ય કોણમાં વહેછે. ઉંડાચ અને બીલીમોરા આગળ તેઓ કાવેરીને મળેછે. ૪. ओरंगा, એ વલસાડની પાસે છે. ૫. पार. એ સિવાય वाम, कोलाई, वांकी વગેરે ખાડીઓ છે. એનાં મુખ્ય ગામ-૧.वलसाड, એમાં ૧૩,૨૨૯ માણસની વસ્તી છે. મામલતદાર અને સબાર્ડિનેટ જડજની કચેરી તથા ગામસુધરાઈ ખાતું છે. ચીકલી, પારડી, અને જલાલપોર પરગણાં વલસાડના સબાર્ડિનેટ જડજના અધિકાર નીચે છે. એ બંદર છે તેથી એમાં ફુરજો કે માડવી છે. અનાજ, ગોળ અને સાગ અહિંથી ચઢેછે. જંગલની સંભાળ રાખનાર અમલદારની કચેરી પણ એજ ગામમાં છે. ૨. छरवाडा માં મીઠું પાકેછે, અને તેને માટે ત્યાં એક સરકારી કારકુન રહેછે. એ સિવાય मदेली, मालवेण, उंडाच, बीलरी, कोसंबा અને हरीआ એ મોટાં ગામ છે. આ તાલુકામાં પાર નદીપર પારનેરાનો કિલ્લો છે, તે ગાયકવાડે બાંધેલો કહેવાયછે. આ તાલુકાના ખારવા મુંબઈ, સુરત વગેરે બંદર સફર કરેછે. હરીઆ, વલસાડ, અને ડુંગરી એ ત્રણ રેલવે સ્ટેશન આ પરગણામાં આવેલાંછે, તેમાં વલસાડનું સ્ટેશન મોટું છે. એની મુખ્ય નિકાસ-ડાંગર, કોદ્રા, દીવેલી, નાગલી, શેરડી, ચણા, અને વાલ.

## (૩) चीकली तालुको.

એમાં ૬૨ ગામ અને ૬૦,૧૪૭ માણસની વસ્તી છે. એની નદીઓનાં નામ-૧. ઉત્તરમાં अंबिका. ૨. ચીકલી પાસે વહે-

નારી कावेरीનો વલસાડ તાલુકામાં અંબિકા જોડે સંગમ થાયછે. ૩. खरेरा. ૪. औरंगा, આ તાલુકાની દક્ષિણ સીમાએ વહેછે. એનાં મુખ્ય ગામ-चीकली; વસ્તી ૨,૯૧૧. એમાં મામલતદારની કચેરી છે. देगाम, खेरगाम, आलीपोर, વગેરે મોટાં ગામ છે. એની મુખ્ય નિકાસ-ડાંગર, કોદ્રા, અને દીવેલી.

## (૪) जलालपोर तालुको.

એમાં ૯૧ ગામ તથા ૭૪,૦૧૬ માણસની વસ્તી છે. એની નદીઓનાં નામ-ઉત્તરે पूर्णा નદી વહેછે. દક્ષિણે अंबिका છે. कनाई, खुटारा, करकवा, बनेत्र વગેરે ખાડીઓ છે. એનાં મુખ્ય ગામ-जलालपोर. એમાં ૨,૪૯૮ માણસની વસ્તી છે. એમા મામલતદારની કચેરી છે. એમાં સરકારી નિશાળ છે; मटवाड, अबरामा, अमलसाड, कुछोली, आट, खरसाड, अष्टगाम, पनार, सीसोदरा વગેરે મોટાં ગામ છે. અમલસાડ અને નવસારી એ બે રેલવે સ્ટેશન એ તાલુકામાં છે. નવસારીની પાસે અર્દ્ધ ગાઉપર જલાલપોર છે. એ પરગણાની દક્ષિણે બીલીમોરા છે ત્યાં પણ રેલવે સ્ટેશન છે. એની મુખ્ય નિકાસ-જુવાર, ડાંગર, રૂ, તલ અને શેરડી.

## (૫) बारडोली तालुको.

એમાં ૧૨૪ ગામ અને ૭૬,૧૦૦ માણસની વસ્તી છે. એની નદીઓ.-૧. तावी; मीढोळा એ નદીના ત્રણ ફાંટા છે. બુહારી ગામ આગળ पूर्णा નદી છે. વાલોડ આગળ જાંખરી નદી છે તે પૂર્ણાને ભેજ ગામ આગળ મળેછે. એનાં મુખ્ય ગામ-૧. મીઢોળાને કાંઠે बारडोली; વસ્તી ૩,૮૩૭ માણસની. એ ગામ ગાયકવાડના બળેશ્વર પરગણાની હદમાં છે. એમાં

મામલતદારની કચેરી છે. ૨. તાપીને કાંઠે कडोद. ३. सरभोण. ४. वालोड. ५. मोता. ६. वराड. ७. बुहारी. ८. देगाम. ९. वांका-नेर. १०. कवास વગેરે મોટાં ગામ છે. એ તાલુકો વધારે મોટો હોવાથી વાલોડમાં મહાલકરી અને ફોજદારનાં થાણાં છે. એની મુખ્ય નિકાસ-ડાંગર, જુવાર, ઘઉં, કોદ્રા, કપાસ અને શેરડી.

## (૬) मांडवी तालुको.

એમાં ૧૪૦ ગામ અને ૫૦, ૮૧૦ માણસ છે. મુખ્ય ગામ **માંડવી**માં ૪૦૦ વર્ષ પહેલાં ભીલ રાજા રહેતા. ત્યાર પછી ઉદેપુરના રાણાના કુળના કોઇરાજ કુમારનો અમલ થયો.સંવત ૧૮૯૮માં ઇંગ્રેજ સરકારની જપ્તી બેઠી અને પછી કેટલેક વરસે એ તાલુકો ખાલસા થયો. એ તાલુકામાં ઘણા ડુંગરા છે; તેમાં દેવગઢ ટપ્પામાં વધારે છે, અને કેટલાંક પાતલ ટપ્પામાં છે.

એ પરગણાના સાત ટપ્પા એટલે ભાગ કર્યાછે. તેમનાં નામ मांडवी, बहुधान, पातल, देवगढ, दढवाडा, हवेली અને वारगाम. એમાં દક્ષિણે तापी નદી છે. વેહે, એ નદી **રાજપીપળાના રૂડા** નામે પર્વતમાંથી નીકળીને દેવગઢ વગેરે ગામ પાસે થઇને વરેલી આગળ **તાપીને** મળેછે. **માંડવી** ગામમાં ૪,૭૪૪ માણસની વસ્તી છે. મામલતદારની કચેરી તથા ગામ સુધ-રાઇ ખાતું છે. बहुधानમાં બાર બાર વરસે મોટી જાત્રા ભરા-યછે. घंटोली અને तडकेश्वर મોટાં ગામ છે. એ તાલુકાની નિકાસ-કોદ્રા, ડાંગર, જુવાર અને દીવેલી.

## (૭) चोर्याशी तालुको.

એ પરગણામાં **સૂરત** શહેર છે તેની વસ્તી બાદ કરતાં એ તાલુકાની વસ્તી ૪૪,૭૬૪ માણસની છે. એ તાલુકાનાં ગામ

ગાયકવાડ સરકાર તથા સચીણના નવાબનાતાબાના મુલકમાં વેરાતા છે. સૂરત શાહેર તાપી નદીને કાંઠે છે. એમાં ૧,૦૯,૮૪૪ માણસ વસેછે. કલેક્ટર, જડજ, સબાર્ડિનેટ જડજ, મામલતદાર વગેરે અમલદારોની કચેરી એમાં છે. બે ધર્માદા દવાખાનાં તથા ગામસુધરાઈ ખાતું છે. એ શાહેરમાં રૂના સકંચા, છાપખાનાં, વર્તમાનપત્રો તથા લાઇબ્રેરીઓ છે. સૂરત શાહેર આગળ મોટું બંદર હતું તેમાં વેપાર ઘણો ચાલતો હતો. સંવત ૧૮૯૩ માં મોટી આગ લાગ્યાથી, વેપારનું મથક મુંબઈ થવાથી, તથા વણકર વગેરે કારીગર લોકની રોજી તૂટવાથી શાહેરને મોટો ધોક્કો પહોંચ્યો છે. એ શાહેરનો મજબૂત કિલ્લો તાપીના કિનારાપર આવેલોછે. એ કિલ્લાથી તે દિલ્લી દરવાજાસૂધી સારો રસ્તો બાંધેલોછે. સૂરતની પાસે તાપીનદીને સામે તીરે રાંદેર છે. એ કસ્બામાં ૯,૪૧૬ માણસની વસ્તી તથા ગામ સુધરાઈ ખાતું છે. कतारगाम, माठा, कुंभारीआ, उमरा એ મોટાં ગામ છે. સૂરત અને સચીણ એ બે રેલવે સ્ટેશન છે. મુખ્ય નિકાસ–રૂ અને જુવાર.

## (૮) ओरपाड तालुको.

એમા ૧૨૦ ગામ તથા ૬૨,૦૪૯ રહેવાશીઓ છે. એની દક્ષિણ હદ ઉપર तापी, અને ઉત્તરે कीम નદીઓ છે. सीना નદી ભગવાદાડી આગળ સમુદ્રને મળેછે. ઊનાળામાં તેમાનું પાણી ઘણું કરીને સૂકાઈ જાયછે. ઈચ્છાપોર અને બીજાં ગામો આગળ ખાડીઓ છે. એનું મુખ્ય ગામ ओरपाड છે. એ કસ્બાની વસ્તી ૪,૧૨૬ માણસની છે. એમા મામલતદારનું થાણું તથા સબાર્ડિનેટ જડજની કચેરી છે. कुडसद, भगवादांडी, अडाजण, सुव्राली, अमरोली, कोसाड અને वराछा મોટાં ગામ છે. સરસની પાસે સિદ્ધનાથ મહાદેવની હરવર્ષે જાત્રા ભરાયછે.

મોરા ગામમાં કુવાની જાત્રા ભરાયછે. અમરેલી, સાયણ અને કીમ એ ત્રણ રેલવે સ્ટેશન છે. એની મુખ્ય નિકાસ—જુવાર, રૂ અને ઘઉં.

## २. भरूच जिल्लो.

એ જિલ્લાનું ક્ષેત્રફલ ૧,૦૫૩ ચોરસ મૈલ છે, અને તેમાં ૩,૨૬,૯૩૦ માણસ વસેછે. એની હદ—ઉત્તરે મહી, પૂર્વે ગાયકવાડનો મૂલક, દક્ષિણે કીમ નદી, અને પશ્ચિમમાં ખંભાતનો અખાત. એ જિલ્લામાં ઘણું કરીને નર્મદાના મુખ આગળની રસાળ ભૂંઈ હોવાથી ખેતી સારી થાયછે, તેમ ઝાડો પણ પુષ્કળ છે. એમાં નદીઓ પણ ઠીક આવેલીછે. નર્મદા ઉપરાંત ઉત્તરમાં મહી અને દક્ષિણમાં કીમ છે. ભરૂચ શાહેર બાદ કરીએ તો એ જિલ્લાનો મુખ્ય ઉદ્યમ ખેતી છે. ભરૂચમાં સૂતર કાંતવાના મોટા વરાળથી ચાલતા રેંટીઆ છે, તથા કાપડ વણવાનાં તેમજ કપાસ લોઢવાનાં પણ ઘણાં વરાળયંત્રો છે અને બીજો વેપાર રોજગાર છે. ખેતીની મુખ્ય પેદાસ રૂ છે. એ સિવાય ચોમાસામાં જુવાર, ડાંગર, બાજરી, તુવર અને મગ પાકેછે, અને શીઆળામાં ઘઉં, તલ, વટાણા, ચણા, વાલ, દીવેલી અને તમાકુ થાયછે. આ જિલ્લામાં નીચે લખેલા ૫ તાલુકા છે :—

| | |
|---|---|
| (१) भरूच. | (४) आमोद. |
| (२) अंक्लेश्वर. | (५) जंबुसर. |
| (३) वागरा. | |

આ પાંચ તાલુકામાં ૪ કસ્બા તથા ૪૦૧ ગામ છે. એ ગામોમાં લોકલફંડને ખર્ચે ચાલતી ૨૧૨ નિશાળો છે. તેઓમાં ૧૨,૬૮૫ નિશાળીઆ ભણેછે*. એ જિલ્લામાં એક

* આ તાલુકાઓની વિગતવાર હકીકત આપીછે તે ભરૂચ જિલ્લાની નિશાળોને સારૂ છે. બીજા જિલ્લામાં તો માત્ર એમાંના કસ્બા કે મોટાં ગામ ને થોડા સાર શીખવાશે તો બસ થશે.

હાઈસ્કૂલ તથા બે પહેલા વર્ગની આંગ્લોવર્નાક્યુલર સ્કૂલ છે. છોડીઓની નિશાળ ૯ છે તેમાં ૭૬૩ છોકરીઓ ભણેછે. ગામઠી નિશાળો ૧૨ છે તેમાં ૫૩૬ છોકરા ભણેછે.

## (૧) भरूच तालुको.

ભરૂચ શાહેરની વસ્તી બાદ કરતાં આ તાલુકામાં ૭૩,૨૮૦ માણસની વસ્તી, ૧૦૪ ગામ તથા ૬ મોવાડા છે. એમાં નર્મદા છે. એ નદી તાલુકાની દક્ષિણે છે. એ ઘણી મોટી અને ઊંડી છે અને એવડે બહોળો વેપાર ચાલેછે. સાતપૂડા પર્વતમાંથી નીકળીને ખંભાતી અખાતને મળેછે. તાલુકાનું મુખ્ય શાહેર भरूच છે તે નર્મદા નદીના કાંઠાપર છે. એમાં ૩૭,૨૮૧ માણસની વસ્તી તથા ગામસુધરાઈ ખાતું છે. કલેક્ટર, સીનિઅર આસિસ્ટંટ જડજ, બીજા વર્ગના સબાર્ડિનેટ જડજ અને મામલતદારની કચેરી એમાં છે. शुक्लतीर्थ, झाडेश्वर, निकोरा, शाहबाद, झणोर, टंकारीआ, पारखेत અને અમલેશ્વર, એ મોટાં ગામ છે. હર વરસ શુકલતીર્થમાં જાત્રા ભરાયછે. હર ૧૯ વરસે તવરા અને ભાડભૂતની જાત્રા ભરાયછે.

આ તાલુકામાં ભરૂચ, ચમારગામ અને પાલેજ એ ત્રણ રેલવે સ્ટેશન છે. નર્મદા નદીમાં धंतुरीआ અને कासवा એ બે નાના બેટ છે તેઓ એ તાલુકાના છે. ધંતુરીઆમાં માણસ વસેછે. ભરૂચ શાહેરમાં છાપખાનાં, વર્ત્તમાનપત્રો, લૈબ્રરીઓ અને રૂ કાંતવાનાં તથા વણવાનાં કારખાનાં છે.

## (૨) अंक्लेश्वर तालुको.

એ પરગણામાં ૯૯ ગામ તથા એક મોવાડો છે. એમાં ૬૫,૦૫૪ માણસની વસ્તી છે. ૧ कीम નદી એ પરગણાની દક્ષિણ સીમાએ છે. ૨ उमरावती એ રાજપીપળામાંથી નીકળી માંડવા બુજુર્ગ આગળ નર્મદાને મળેછે. વળી वंठ નામે એક

ખાડી છે. મુખ્ય ગામ-૧ अंक्लेश्वर. એમાં મામલતદારની તથા બીજા વર્ગના સબાર્ડિનેટ જડજની કચેરીઓ છે. એમાં ૯,૫૩૫ માણસની વસ્તી છે. ૨. हांसोट એમાં ૪,૨૭૫ માણસની વસ્તી તથા મહાલકરીની કચેરી છે. दीवा, मांडवा, बुजुर्ग, इलाव, कतपुर, અને सीसोदरा મોટાં ગામ છે. મુખ્ય નિકાસ-૩, જુવાર અને ઘઉં.

## ( ૩ ) वागरा तालुको.

આ તાલુકામાં ૬૯ ગામ તથા ૩૩,૯૦૨ રહેવાશી છે. એમાં એકે નદી નથી, પરંતુ मूखी નામે એક ખાડી છે તે વાગરા અને ભરૂચને જુદા પાડે છે. વાગરામાં મામલતદારની તથા સબાર્ડિનેટ જડજની કચેરી છે. આ તાલુકાની પશ્ચિમે देहेजबारा નામે મોટો કસ્બો છે તે બંદર છે. गंधार, विलायत, અને लखीगाम એ મોટાંમાં મોટાં ગામ છે. મુખ્ય નિકાસ—૩, જુવાર, અને ઘઉં.

## ( ૪ ) आमोद तालुको.

આ તાલુકામાં ૪૭ ગામ તથા ૩૯,૬૪૧ માણસની વસ્તી છે. એ તાલુકાની ઉત્તરે ढाढर નદી વહે છે. એમાં आछोद, गोपाळ, रूपारेल વગેરે ખાડીઓ છે. એના મુખ્ય ગામ आमोदમાં ૫,૮૨૨ રહેવાશી છે. એમાં મામલતદારની કચેરી છે. એ કસ્બા ઉપર તથા તાલુકાનાં ગામો ઉપર એક રાણાનો થોડોક ભાગ છે. केरवाडा મોટું ગામ છે તેનો કેટલોક ભાગ તેના ઠાકોરને તાબે છે. આ તાલુકાનું मातर નામે ગામ વાગરા તાલુકાની હદમાં આવેલું છે. सरभोण, इखर, रोजाटंकारिआ વગેરે મોટાં ગામ છે. મુખ્ય નિકાસ—૩, જુવાર અને ઘઉં.

## ( ५ ) जंबुसर तालुको.

આ તાલુકામાં ૮૨ ગામ તથા ૭૭,૭૭૨ માણસની વસ્તી છે. નદીઓ—૧ મહી. એ નદી માળવામાથી નીકળી ખંભાતના અખાતને મળેછે. મહી નદી આ તાલુકાની ઉત્તરે અને ઢાઢર દક્ષિણે છે. ૨. ढाढर પણ ખંભાતના અખાતને મળેછે. એનાં મુખ્ય ગામ—जंबुसर. એમાં મામલતદાર તથા સબાર્ડિનેટ જડજની કચેરી છે. સબાર્ડિનેટ જડજનો અધિકાર આમોદ તાલુકા ઉપર પણ છે. એમાં ૧૧,૪૭૯ માણસની વસ્તી અને ગામસુધરાઈ ખાતું છે. વસ્તીનો ઘણો ભાગ વેપારી છે. જંબુસરથી આશરે નવ મૈલને અંતરે टंकारीआ નામે બંદર છે. એમાં ઠીક વેપાર ચાલેછે. देगाम એ પણ બંદર છે. गजेरा, कावी, वेडच, અને सारोद એ મોટાં ગામ છે. મુખ્ય નિકાસ—રૂ, ઘઉં, જુવાર, બાજરી, અને ગળી.

---

## ३. खेडा जिल्लो.

એ જિલ્લાનું ક્ષેત્રફળ ૧,૬૦૯ ચોરસ મૈલ તથા વસ્તી ૮,૦૪,૮૦૦ માણસની છે. એની સીમા—ઉત્તરે અમદાવાદ જિલ્લો, ગાયકવાડ અને મહીકાઠા એજન્સિનો કેટલોક મૂલક અને રેવાકાંઠા એજન્સિમાંનું વાડાસિનોરનું નાનું રાજ્ય; પૂર્વે અને દક્ષિણે મહી નદી આવી પંચમહાલ, ગાયકવાડનો મૂલક તથા ભરૂચ જિલ્લાથી તેને જુદો પાડેછે; અને પશ્ચિમે ખંભાતનું સંસ્થાન તથા અમદાવાદ જિલ્લો છે.

દેશ ચપટો અને ઝાડોથી ભરપૂર છે. ખેતી પણ સારી છે. ઈશાન કોણમાં એ લગીર ઊંચો છે; ત્યાં જમીન ઓછાં ઝાડવાળી અને ઓછી રસાળ છે. દેશનું પાણી ઘણું કરીને

મની તરફ વહેછે. એમાં મોટી નદી મહી છે. એ ખંભાતી અખાતને મળેછે. ૨. वात्रक એ સાબરમતીને મળેછે. ૩. मेश्वो એ વાત્રકને મળેછે. ૪. शेढी એ વાત્રકને મળેછે. ૫. मोहोर એ શેઢીને મળેછે. ૬. खारी, આ નદીનો માર્ગ સાબરમતી અને મેશ્વો એ બેની વચ્ચે છે. એ જિલ્લામાં બાજરી, કોદ્રા, ડાંગર, જુવાર, શેરડી, બાવટો, તમાકુ વગેરે પાકેછે. બાજરી અને તમાકુ પુષ્કળ પાકેછે, અને પરદેશ મોકલવામાં આવેછે. આણંદ અને નડીઆદ પરગણાંમાં સર્વે બાગાયત પાક થાયછે. કપડવણજમાં સાબુ અને કાચનાં કારખાનાં છે. નડીઆદમાં સરકારી હાઇસ્કૂલ તથા ખેડામાં પહેલા વર્ગની આંગ્લોવર્નાકયુલર સ્કૂલ છે. અને કપડવણજમાં તથા ઉમરેઠમાં એકેક બીજાવર્ગની આંગ્લો વર્નાકયુલર સ્કૂલ છે. આ જિલ્લામાં હલકા દરજાની ૧૯૪ નિશાળો છે. તેઓનું ખર્ચ લોકલફંડમાંથી કરવામાં આવેછે. એ નિશાળોમાં ૧૬,૫૭૩ છોકરા ભણેછે. એ જિલ્લામાં એક હાઇસ્કૂલ, અને બે પહેલા વર્ગની આંગ્લોવર્નાકયુલર સ્કૂલ છે તથા ખેતીવાડી શીખવવાનો એક વર્ગ ઉઘાડયોછે. છોકરીઓની નિશાળો ૧૨ છે તેમાં ૧,૦૨૨ છોકરીઓ ભણેછે. જિલ્લામાં ગામઠી નિશાળો ૩૨ છે તેઓમાં ૧,૪૭૬ નિશાળીઆ ભણેછે. એ જિલ્લામાં રેલવે છે તેની એક શાખા આણંદથી પાલી સુધી જાયછે. એ જિલ્લાનાં મુખ્ય ગામ મોટા કસ્બા છે.

ખેડા જિલ્લામાં નીચે લખેલા ૭ તાલુકા છે।—

(१) कपडवणज. (५) मातर.
(२) ठासरा. (६) आणंद.
(३) नडीआद. (७) बोरसद.
(४) महेमदाबाद.

એમાં ખેડા, મહુધા, અને ઉમરેઠ, એ ત્રણ પેટા તાલુકા છે. આ તાલુકાઓમાં ૧૦ કસ્બા તથા ૫૭૧ ગામો છે.*

## ( १ ) कपडवणज तालुको.

આ તાલુકામાં ૮૫ ગામ તથા ૯૩,૦૨૪ માણસની વસ્તી છે. એમાં ૧. मोहोर નદી કપડવણજ તથા કઠલાલ પાસે વહે-છે; ૨. वात्रक. એ અપરૂજીના ગામ પાસે વહેછે. એ બંને નદીઓ ઉત્તરથી દક્ષિણમાં વહેછે. ૩. वरासी, એ નાની નદી કપડવણજ આગળ મોહોરને મળેછે. એના મુખ્ય ગામ कपडवणजમાં મામલતદાર તથા સબાર્ડિનેટ જડજની કચેરી છે. એના કેટલાક રહેવાશીઓ ઘણા દ્રવ્યવાનછે. એમાં ૧૪,૪૪૨ માણસની વસ્તી છે. ગામસુધરાઈ ખાતું, પુસ્તકશાળા, છોકરીઓની નિશાળ તથા દવાખાનું એ ગામમાં છે. એમાં કાચ અને સાબુ બનાવવાનાં કારખા-નાં છે. એ વસ્તુઓ મુંબઇ તથા બીજે ઠેકાણે પુષ્કળ મોકલવામાં આવેછે. એ બંને કારખાનાંમાં સુધારો કરવા-ની જરૂર છે. સુધારો કરી હાલ બનેછે તેથી ઊંચી જાતનાં કાચ અને સાબુ બનાવે તો ખપત વધે. आंत्रोली, कठलाल, कोवडो, नोरणा, लसुंद्रा વગેરે મોટાં ગામ આ તાલુકામાં છે. લસુંદ્રામાં ઊના પાણીના કુંડ છે. તાલુકાની મુખ્ય નિકાસ—બાજરી અને કોદ્રા, કાચ તથા સાબુ છે.

## ( २ ) ठासरा तालुको.

આ તાલુકામાં ૯૬ ગામ તથા ૮૪,૮૬૬ માણસની વસ્તી છે. ૧. मही નદી એ તાલુકાની ઉત્તરે છે. ૨. शेढी ઉત્તરે આવેલા ડુંગરામાંથી નીકળી ઠાસરા તથા ડાકોર પાસે થઈ નડી-

* આ તાલુકાઓની વધારે હકીકત આપીછે તે ખેડા જિલ્લાની નિશાળોને સારૂ છે. બીજી નિશાળોમાં માત્ર મોટા કસ્બા કે બહુ મોટાં ગામ ને થોડો સાર શીખવવો.

આદ તાલુકામાંના અરજનકોટ ગામ આગળ મોહોરને મળે-છે. એ સિવાય गळती, વગેરે નાની નદીઓ છે. એનું મોટામાં મોટું ગામ डाकोर છે; તેમાં ૭,૭૭૧ માણસ વસેછે, ને રણછોડજીનું મોટું મંદિર તથા गोमती નામે તળાવ છે. દરેક પૂનમે ઘણા લોકો રણછોડજીના દર્શન કરવા જાયછે. આસો સુદ પૂનમે તથા આશાડ સુદ બીજની રથજાત્રાએ આશરે લાખ માણસ એકઠું થાયછે. એમાં ગામસુધરાઇ ખાતું, પુસ્તકશાળા, તથા દવાખાનું છે. મામલતદારની કચેરી ઠાસરામાં છે. એ ગામની વસ્તી ૩,૪૬૪ માણસની છે. એ તાલુકામાં ડાકોર, ઠાસરા અને પાલી એ ત્રણ રેલવે સ્ટેશન છે. जनोड, पडाळ, कालसर વગેરે મોટાં ગામ છે. એની મુખ્ય નિકાસ—બાજરી, ડાંગર અને બાવટો છે.

## (૩) नडीआद तालुको.

એમાં ૯૧ ગામ તથા ૧,૬૨,૨૫૯ માણસની વસ્તી છે. ૧. शेढी એ આ તાલુકામાં થઇ ખેડા આગળ વાત્રકને મળેછે. ૨. मोहोर એ કપડવણજ તાલુકામાં થઇ અરજનકોટ આગળ શેઢીને મળેછે. ૩. लुणी એ કોટ આગળ શેઢીને મળેછે. એના મુખ્ય ગામ नडीआदમાં ૨૮,૩૦૪ માણસની વસ્તી છે. એમાં સબાર્ડિનેટ જડજ તથા મામલતદારની કચેરીઓ છે. એ રેલવે સ્ટેશન છે અને એમાં ગામ સુધરાઇ ખાતું, હાઇસ્કૂલ, છોડીઓની નિશાળ, પુસ્તકશાળા અને દવાખાનું છે. એમાં ધર્મશાળા તથા તળાવો છે. अलीणा (વસ્તી ૫,૦૦૨), चुणेल, मोहोलेल, उत्तरसंडा, चकलासी (એમાં ૮,૧૩૯ માણસની વસ્તી છે), नरसंडा, डभाण, વગેરે મોટાં ગામ છે. મહુધા અને કઠલાલ પાસે થઇ નડીઆદથી કપડવણજ જવાનો મોટો રસ્તો બાંધેલોછે. આ તાલુકાના वडताल ગામમાં સ્વામીનારાયણનું મોટું મંદિર છે. મુખ્ય નિકાસ—બાજરી, કોદ્રા, તમાકુ, જીરૂ, તલ, અને રૂ છે.

## (४) महेमदावाद तालुको.

આ તાલુકામાં ૬૨ ગામ તથા ૮૮,૯૩૬ માણસની વસ્તી છે. એમા ૧. खारी નદી સાબરમતી અને મેશ્વોની વચ્ચે વહેછે. ૨. वात्रक મહેમદાવાદ તથા ખેડા પાસે થઇ પાધા આગળ સાબરમતીને મળેછે. ૩. મેશ્વો દેદરડા આગળ વાત્રકને મળેછે. અને ૪. શેઢી આ તાલુકાની દક્ષિણે છે તે ખેડા આગળ વાત્રકને મળેછે. વાત્રક અને શેઢીના સંગમ ઉપર खेडा છે. એમાં ૧૨,૬૪૦ માણસ વસેછે. કલેક્ટર, સબાર્ડિનેટ જડજ તથા સિવિલસર્જન એ અધિકારીઓ એમાં રહેછે; વળી એમાં પુસ્તકશાળા, સિવિલ હાસ્પિટલ, ગામસુધરાઇ ખાતું, આંગ્લોવર્નાક્યુલર સ્કૂલ, તથા છોડીઓની નિશાળ છે. ખેડાથી મહેમદાવાદના રેલવે સ્ટેશન સુધી રસ્તો બાંધેલોછે. એને ફરતો કોટ છે. મહેમદાવાદ પણ મોટું ગામ છે. ગૂજરાતના પાદશાહ મહંમદ બેગડાએ વસાવ્યું તે ઉપરથી મહેમદાવાદ નામ પડ્યુંછે. એમાં ૮,૧૭૩ માણસની વસ્તી છે. એમાં મામલતદારની કચેરી, ગામસુધરાઇ ખાતું અને રેલવે સ્ટેશન છે. એમાં સરકારી નિશાળ, કન્યાશાળા, રીડિંગ રૂમ, તથા દવાખાનું છે. भमरीओ નામે કુવો તથા તેની પડોસમાં વાત્રક નદીના કાંઠાપરનો રોજો એ બે જોવા લાયક છે. सिहुन, महीज, सरसवणी, कनीज, हदण, વગેરે મોટાં ગામ એ પરગણામાં છે. મહેમદાવાદમાં અગાઉ બાસતો બનતો હતો તે ઘણો વખણાતો. એ તાલુકાની મુખ્ય નિકાસ—બાજરી, ડાંગર, કોદ્રા, શેરડી અને પારિજાતકના ફૂલ છે.

## (५) मातर तालुको.

એ તાલુકામાં ૮૦ ગામ તથા ૭૮,૨૭૯ માણસની વસ્તી છે. ૧. साबरमती નદી એ આ તાલુકાની પશ્ચિમ સીમાએ છે. ૨. वा-

त्रक એ આ તાલુકામાં થઇ પાલ્લા આગળ સાબરમતીને મળેછે. એમાં મોટામાં મોટું ગામ मातर છે તેમાં ૪,૮૮૯ માણસની વસ્તી છે. ત્યાંના વાણીઆ પૈસાદાર છે. એમાં મામલતદારની કચેરી છે. रढु, लिंबासी, त्राज વગેરે મોટાં ગામ છે. તાલુકાની મુખ્ય નિકાસ—બાજરી, ઘઉં, કોદ્રા, ડાંગર, તથા કસુંબી છે.

## (૬) आणंद तालुको.

આ તાલુકામાં ૭૨ ગામ તથા ૧,૫૪,૧૧૮ માણસની વસ્તી છે. मही નદી એ આ તાલુકાની પૂર્વ સીમાએ છે. એમાં મોટામાં મોટું ગામ उमरेठ છે. તેમાં ૧૪,૬૪૩ માણસની વસ્તી છે. એ રેલવેનું સ્ટેશન તથા તેમાં સબાર્ડિનેટ જડજની કોર્ટ છે. વસ્તીનો ઘણો ભાગ ખેડાવાળ બ્રાહ્મણ અને ખડાયતા વાણીઆનો છે. એમાં પુસ્તકશાળા તથા છોડીઓની નિશાળ છે. ઉમરેઠથી ઉત્તરનું બીજું ગામ आणंद છે. એની વસ્તી ૯,૨૭૧ માણસની છે. તેમાં મામલતદારની કચેરી છે. રેલવેની ડાકોરની શાખા એ સ્ટેશને મળેછે. नापाड, करमसद, ओड (૮,૫૦૦ માણસની વસ્તી), सारसा (વસ્તી ૫,૩૭૭), बोरीआवी, सामरखा (એની વસ્તી ૫,૪૦૧ છે), चिखोद्रा, थामणा, संडलपुर વગેરે મોટાં ગામ એ પરગણામાં છે. वासद એ રેલવે સ્ટેશન છે તેની પાસે મહી નદી ઉપર મોટો પૂલ છે તે જોવાલાયક છે. તાલુકાની મુખ્ય નિકાસ—તમાકુ, કોદ્રા, રૂ, અને બાજરી છે.

## (૭) बोरसद तालुको.

આ તાલુકામાં ૮૯ ગામ તથા ૧,૪૩,૩૨૧ માણસની વસ્તી છે. મહી નદી આ તાલુકાની પૂર્વ અને દક્ષિણ સીમા છે અને ઉમેટા તથા દેહેવાણ આગળ થઇ ખંભાતના અખાતને

મળેછે. મુખ્ય ગામ बोरसदમાં ૧૨,૨૨૮ માણસની વસ્તી છે અને મામલતદાર તથા સબાર્ડિનેટ જડજની કચેરી છે. એમાં છોકરીઓની નિશાળ અને દવાખાનું છે. आंकलाव (વસ્તી ૫,૦૨૦), मेटासी, वीरसद, बलारसा, रास, दावोल, देहेवाण, सुणाव, वीपव्लाव વગેરે બીજાં મોટાં ગામ છે. આ તાલુકાનાં ગામો એક જથે નથી, પરંતુ ગાયકવાડના તથા ખંભાતના નવાબના રાજ્યમાં વેરાતાં છે. એની મુખ્ય નિકાસ—બાજરી, ડાંગર, તમાકુ, ગળી, સાબુ, અને રૂ છે.

## ४. पंचमहाल.

એનું ક્ષેત્રફળ ૧,૬૧૩ ચોરસ મૈલ તથા વસ્તી ૨,૫૫,૪૭૯ માણસની છે. હાલમાં પંચમહાલ ખાતે અલાયદો કલેક્ટર નીમ્યોછે તે ગવર્નર તરફનો પંચમહાલનો એજંટ પણ છે. એ અધિકારી સરકારી ઊપજ ખર્ચનો હિસાબ રાખેછે.

બારીઆના રાજ્યવડે પંચમહાલના બે વિભાગ થયેલાછે. નૈઋત્ય કોણના ભાગની ઉત્તરે લુણાવાડા, સુંથ અને સંજેલી આવેલાંછે; પૂર્વે બારીઆનું રાજ્ય, દક્ષિણે ગાયકવાડનો મુલક, અને પશ્ચિમે ગાયકવાડનો મૂલક તથા મહી નદી છે. એ નદી ખેડાજિલ્લાથી એને જુદો પાડેછે. ઈશાન કોણના ભાગની ઉત્તરે કિરોલી અને કિશનગઢનાં રાજ્ય, પૂર્વે માળવાનો પશ્ચિમ ભાગ અને બનાસ નદી, દક્ષિણે માળવાનો પશ્ચિમ ભાગ અને પશ્ચિમે સુંથ, સંજેલી, અને બારીઆ છે. મોટી નદીમાં માત્ર मही છે. ઈશાન કોણનો ભાગ વધારે રસાળ અને ખેડાયલોછે. દેશ મોટાં ઝાડ વગરનો છે, અને પાવાગઢના ડુંગરા (ઊંચાઈ બે હજાર ફુટ) સિવાય સપાટ છે. ઉત્તરે કેટલીક રસાળ ખીણ છે, પરંતુ ઘણું કરીને જમીન ઊંચી નીચી અને વેરાન છે, તથા

ખેતીની હાલત સારી નથી. એ દેશમાં ખેતી સિવાય બીજો ઉદ્યમ થોડોજ છે. મુખ્ય નિકાસ—ઘઉં, ડાંગર, બાજરી, મકાઈ, ચણા, અને બીજું ધાન્ય છે. તલ અને મહુડાં પુષ્કળ પાકેછે. એ દેશમાં ત્રણ તાલુકા, બે પેટા મહાલ, ૩ કસ્બા, તથા ૬૭૫ ગામ છે. એ તાલુકા નીચે પ્રમાણે છે :—

| તાલુકા. | મુખ્ય ગામ. |
|---|---|
| गोधरा. | गोधरा અને संहेरा. |
| कालोल. | कालोल, हालोल અને वेजलपुर. |
| दाहोद. | दाहोद અને झालोद. |

એ દેશ આગળ સિંધિઆના તાબામાં હતો તે વેળા માઠી દશામાં હતો. ઇંગ્રેજ સરકાર એને સુધારેછે. દાહોદમાં ૧૨,૩૯૪ અને ગોધરામાં ૧૩,૩૮૨ માણસની વસ્તી છે. એમાં ૬૨ નિશાળો છે ને તેમાં ૪,૦૩૬ નિશાળીઆ ભણેછે. પંચમહાલમાં ૨૦ ગામઠી નિશાળો છે તેઓમાં ૮૧૮ નિશાળીઆ ભણેછે. છોડીઓની નિશાળો પાંચ છે તેમાં ૨૯૩ છોકરીઓ ભણેછે. ગોધરા અને દાહોદમાં સબાર્ડિનેટ જડજ અને મામલતદારની કચેરીઓ છે.

## ૫. अमदावाद जिल्लो.

આ જિલ્લો ગુજરાતના બીજા જિલ્લાઓની ઉત્તરે છે. એનું ક્ષેત્રફળ ૩,૮૨૧ ચોરસ મૈલ છે, ને એની વસ્તી ૮,૫૬,૩૨૪ માણસની છે. એની દક્ષિણે તથા પશ્ચિમે કાઠીઆવાડ, ઉત્તરે ગાયકવાડનો મૂલક, અને પૂર્વે તથા અગ્નિકોણમાં ખેડા જિલ્લો, ખંભાતનું સંસ્થાન, અને ખંભાતી અખાત. એમાં મુખ્ય નદી સાબરમતી છે તે ઈશાન કોણમાં આરાવલી ડુંગરના છેડા પાસેથી નીકળીને નૈર્‌ઋત્ય કોણતરફ વહી ખંભાતી અખાતને

મળેછે. ઉત્તર ભાગમાં નીચા ડુંગરા આવેલાછે, તથા ધોધા તાલુકામાં કેટલાક ડુંગરા છે, પરંતુ બાકીનો મૂલક સપાટ મેદાન છે. જિલ્લાના ઘણાખરા ભાગમાં ખેતી સારી ચાલેછે. ગામડાંમાં મુખ્ય ઉદ્યમ ખેતી છે. અમદાવાદ શહેરમાં પુષ્કળ રેશમનાં, સૂતરનાં અને કસબનાં કારખાનાં છે. વરાળયંત્રથી ચાલતા રેંટીઆ છે તેથી પણ ઘણા માણસોને રોજી મળેછે. જિલ્લાની નિકાસ—બાજરી, જુવાર, ચણા, રૂ, ડાંગર, થોડોક તમાકુ, શેરડી, આદું, ગળી, તલ અને દીવેલી છે. રૂ અને ધાન્ય મુંબઈ ખાતે પુષ્કળ મોકલવામાં આવેછે. કસબી, રેશમી અને સૂતરાઉ કાપડ આસપાસના મુલકમાં જાયછે. જિલ્લામાં ૧૯૨ ગૂજરાતી નિશાળ છે તેમાં ૧૩,૨૯૪ નિશાળીઆ ભણેછે. ત્રણ પહેલા વર્ગની આંગ્લોવર્નાક્યુલર સ્કૂલ તથા છોડીઓની નિશાળ ૧૯ છે તેમાં ૧,૨૯૬ છોકરીઓ ભણેછે.

અમદાવાદ શહેરમાં એક આર્ટ્સ કાલેજ, એક મેડિકલ સ્કૂલ, બે હાઇસ્કૂલ, બે બ્રાંચસ્કૂલ એટલે પહેલા વર્ગની આંગ્લોવર્નાક્યુલર સ્કૂલ, બે ટ્રેનિંગ કાલેજો, વીસ છોકરાની નિશાળ, પાંચ કન્યાશાળા, ત્રણ લૈબ્રેરીઓ, ચાર ધર્માદા દવાખાનાં તથા કેટલાંક છાપખાનાં અને સાતવારીઆં વર્તમાન પત્રો છે.

બુદ્ધિપ્રકાશ નામે માસિક ચોપાનિયું ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી પ્રગટ થાયછે. અમદાવાદ જિલ્લામાં નીચે લખેલા ૭ તાલુકા છે:—

| | |
|---|---|
| ( १ ) प्रांतीज. | ( ५ ) धंधुका. |
| ( २ ) वीरमगाम. | ( ६ ) घोघा. |
| ( ३ ) धोळका. | ( ७ ) साणंद. |
| ( ४ ) दसक्रोइ. | |

પાટડી અને મોડાસા બે પેટા તાલુકા છે.

આ તાલુકાઓમાં ૯ કસ્બા તથા ૮૫૩ ગામો છે*. એ જિલ્લામાં ૧૨૫ ગામઠી નિશાળો છે તેઓમાં ૪,૮૯૭ નિશાળીઆ ભણેછે.

## (૧) प्रांतीज तालुको.

આ તાલુકામાં ૧૫૯ ગામ તથા ૧,૦૭,૫૫૪ માણસની વસ્તી છે. એનો વિસ્તાર ઘણો હોવાથી એમાં એક પેટા મહાલ કર્યોછે. મામલતદારની કચેરી પ્રાંતીજમાં છે અને મહાલકરીની કચેરી મોડાસામાં છે. પ્રાંતીજની પશ્ચિમે ૧. साबरमती અને ૨. हाथमती નદીઓ છે. તેઓ વાયવ્ય કોણમાં વહેછે. ૩. वात्रक એ બાયડ અને ગાબટ પાસે થઈને વહેછે. ૪. माजुम, એ મોડાસાની પાસે છે. ૫. मेश्वो એ હરસોલની પાસે છે. ૬. खारी એ દેશાસણ, લાલપુર અને બીજાં ગામો પાસે થઈને વહેછે.• પ્રાંતીજની પાસે બોખ નામે ઘણો મેલ લાંબો ખાડો છે. અગાઉ હાથમતી એમાં વહેતી, પરંતુ એવું કહેવાયછે કે અમદાવાદના રહેવાશીઓને વધારે પાણી પૂરું પાડવા માટે મહમદ સુલતાને હાથમતી નદીના એક કાંઠાથી બીજા કાંઠા સૂધી બંધ બાંધીને તેનો વહેવાનો માર્ગ અટકાવી સાબરમતીમાં વાળી લીધી. મુખ્ય ગામ प्रांतीज છે, ને તેમાં ૮,૩૫૩ માણસની વસ્તી છે. मोडासामां ૭,૦૩૧ માણસની વસ્તી છે. એ બંને ગામમાં ગામસુધરાઈ ખાતું છે. ओराण, गाबट, धनसुरा, चोइला, टेंट-माइ વગેરે બીજાં મોટાં ગામ છે. આ તાલુકામાં ૪૩ મહેવાસી ગામડાં છે. અગાઉ મહેવાસી લોકો લૂંટફાટ અને ચોરી કરતા હતા, તથા ભાગ્યેજ જમાબંદી આપતા, પરંતુ

* આ તાલુકાઓવિષે વિશેષ હકીકત આપીછે તે અમદાવાદ જિલ્લાની નિશાળોને માટે છે. બીજી નિશાળોમાં માત્ર એના કસ્બા કે બહુ મોટા ગામ તથા સહજ બીજી હકીકત શીખવવી.

ઇંગ્રેજ સરકારના બંદોબસ્તથી તેમનું જોર નરમ પડચુંછે. મોડાસા મહાલમાં ડુંગરો અને જંગલો છે તેમાં સાગ અને બીજાં ઝાડો ઊગેછે. મુખ્ય નિકાસ—બાજરી, ચણા, મઠ, તલ, જવ, મકાઈ, રતાળુ, તથા વરીઆળી.

## (૨) वीरमगाम तालुको.

આ તાલુકામાં ૧૫૫ ગામ તથા ૧,૩૬,૫૭૪ માણસની વસ્તી છે. એમાં એકે જાણવાલાયક નદી નથી, પણ માંડળ તથા ગોરૈયા પાસે ખારા પાણીના નાના વહેળા છે. એમાં સૌથી મોટું ગામ वीरमगाम છે, ને તેની વસ્તી ૧૮,૯૯૦ છે. કોટની બહાર મુનસર અને ગંગાસર નામે બે તળાવ છે તેમાં ગંગાસર ઘણું મોટું છે. લોકો કહેછે કે પાટણના મહારાજ સિદ્ધરાજ જેસિંગે એ તળાવ બંધાવ્યુંછે. આ કસ્બામાં દરજીઓ ઘણા છે તેઓ રૂના ડગલા, પંખા, સૂજની વગેરે સારાં બનાવેછે. એ ગામમાં દેસાઈઓ રહેછે તથા ગામસુધરાઈ ખાતું, મામલતદાર, તથા સબાર્ડિનેટ જડજની કચેરીઓ છે. એમાં સૂતર કાંતવાનો તથા વણવાનો સંચો તથા કપાસ લોઢવાનાં વરાળથી ચાલનારાં કારખાનાં જોવાલાયક છે. એમાં પાટડી અને માંડળ એ મોટા કસ્બા છે. પાટડીમાં ૬,૫૨૫ તથા માંડળમાં ૬,૯૭૯ માણસની વસ્તી છે. પાટડી તથા માંડળ કસ્બા ઠાકોરના તાબામાં છે તેને દેસાઈ કહેછે. ખારાઘોડામાં મીઠું પાકેછે માટે કસ્ટમખાતાના અધિકારીઓ ત્યાં રહેછે. અહિં જે મીઠું પાકેછે તેને વરાગડું મીઠું કહેછે, અને તે મુંબઈ ઇલાકામાં સૌથી સરસ મીઠું છે. देत्रोज, ओगण, गोरैया, रामपुरा, અને सीतापुर એ મોટાં ગામ છે. પહેલાં એ તાલુકામાં કોળી લોક લૂંટફાટ કરતા, પરંતુ હાલમાં ઇંગ્રેજ સરકારના બંદોબસ્તથી તેઓ

ઓઓ ઉપદ્રવ કરી શકતા નથી. આ તાલુકાનાં કેટલાંક ગામ કાઠીઆવાડ એજન્સિમાં અને કેટલાંક ગાયકવાડના મૂલકમાં આવેલાં છે. પાટડી અને વીરમગામ એ બે રેલવે સ્ટેશન છે. મુખ્ય નિકાસ—બાજરી, ઘઉં અને જુવાર.

## (૩) धोळका तालुको.

આ તાલુકામાં ૧૧૭ ગામ તથા ૧,૧૧,૧૯૨ માણસની વસ્તી છે. તાલુકાની જમીનનો ઘણો ભાગ તાલુકદારોનો છે, અને થોડો ઇંગ્રેજ સરકારનો ખાલસા છે. આ તાલુકદારોના હાથમાં અમલ નથી. કેટલાક તાલુકદારોને ગરાશીઆ કહેછે, અને કેટલાકને કસ્બાતી કહેછે. કોઠ તથા સાણંદનો ઠાકોર અને ગાંગડનો ઠાકોર એ બે મુખ્ય તાલુકદાર છે. તે સિવાય તેમના ભાયાત નાના તાલુકદાર છે. મુખ્ય કસ્બાતીઓ ધોળકામાં રહેછે. તાલુકાની પશ્ચિમે દુર્ગી, મેણી, અને બીજાં ગામો પાસે નળ નામે તળાવ છે તેનું પાણી ખારૂં છે તથા પીવાના કામમાં આવતું નથી. એ તળાવમાં રાડાં પુષ્કળ થાયછે તેને લોકો ઘરનાં છાપરાં બનાવવાના કામમાં વાપરેછે. એનાં મૂળીઆંનો રોટલા બનાવવાનો લોટ કરેછે; એને બીર કહેછે. धोळका મુખ્ય ગામ છે. એમાં ગામ-સુધરાઇ ખાતું, મામલતદાર તથા સબાર્ડિનેટ જડજની કચેરી છે. એ કસ્બો છે ને એક મેલ લાંબો છે, પરંતુ બહુ પહોળો નથી. એમાં ૧૭,૭૧૬ માણસની વસ્તી છે. એમાં બે મોટાં અને સારાં તળાવ છે તેમાંના એકના તીર ઉપર પડી ગએલી મસીદ છે. એની હવા શરદૃઋતુમાં સારી નથી. ચોમાસાની આખરે લોકોને તાવ આવેછે તે માહ તથા ફાગણ (ફેબ્રુઆરી અને માર્ચ) સુધી રહેછે. કોઠમાં રાજાનું દરબાર છે. बावळा, चलोडा, गांगड, बदरखा, सरोडा વગેરે મોટાં

ગામ છે. ધોળકામાં દવાખાનું છે તેથી લોકોને બહુ સુખ થયુંછે. એમાં લીલાધર પુસ્તકશાળા પણ છે. સાબરમતી અને વાત્રકના સંગમ ઉપર વૌઠા ગામ છે તેમાં કાર્તકી પૂનમે હર વરસ મેળો ભરાયછે. એ વેળા આસપાસનાં ગામોમાંથી ઘણા લોકો ત્યાં એકઠા થાયછે. એ તાલુકાની મુખ્ય નિકાસ—ઘઉં, ચણા, જુવાર, આદું, કેળાં, દાડેમ, અને શેરડી છે.

## (૪) दसक्रोई तालुको.

આ તાલુકામાં ૧૩૭ ગામ તથા અમદાવાદ શાહેરની વસ્તી બાદ કરતાં ૧,૪૩,૯૪૨ માણસની વસ્તી છે. ૧. साबरमती નદી ઉત્તરથી દક્ષિણમાં વહેછે. ૨. मेश्वो, એ તાલુકાની પૂર્વ સીમાએ છે. ૩. खारी, એ સાબરમતી અને મેશ્વો એ બેની વચ્ચે વહેછે. આ તાલુકામાં अमदावाद શાહેર સાબરમતીને કાંઠે છે તે સને ૧૪૧૧ માં સુલતાન મહંમદે બંધાવ્યું હતું. એ ગુજરાતનું મુખ્ય શાહેર ગણાયછે અને એમાં ૧,૨૪,૭૯૭ માણસની વસ્તી છે. એમાં મ્યુનિસિપાલિટી તથા કલેક્ટર, જડજ, સબાર્ડિનેટ જડજ અને બીજા સરકારી અધિકારીઓની કચેરીઓ છે. એમાં દ્રવ્યવાન વેપારીઓ તથા શાહુકારો રહેછે. અહિંની કેટલીક કારીગરીઓ વખણાયછે. શાહેર પાસે પાયદળ તથા તોપખાનું છે. મહંમદશાહે તથા બીજા મોટા મુસલમાનોએ બંધાવેલી મસીદો સુંદર, મોટી અને જોવાલાયક છે, તેમાં મુખ્ય જુમામસીદ છે. હાલ ઇંગ્રેજ સરકાર તેઓનું રક્ષણ કરેછે. ત્રણ દરવાજા, ભદ્ર, મિશનસ્કૂલ, પ્રાર્થના સમાજનું મંદિર, સ્વામીનારાયણનું મંદિર, તથા બીજી સરસ ઇમારતો છે. શાહેરમાં લુગડાં વણવાનાં તથા રંગવાનાં કારખાનાં જોવાલાયક છે. મશરૂ તથા કીનખાબનાં લુગડાં ઘણાં સરસ વણાયછે. વળી ઘણી

જાતનાં રેશમી કાપડ તથા રેશમી કોરનાં ધોતીઆ પુષ્કળ બનેછે. વરાળ યંત્રથી ચાલતા સૂતર કાંતવાના તથા વણવાના મોટા સંચા છે. ભોંયમાં દાટેલા નળવડે લોકને મીઠું પાણી પૂરૂં પાડવામાં આવેછે. વરાળયંત્રવડે એ પાણી નદીમાંથી લાવેછે. શહેરની પાસે નીચે લખેલી ઇમારતો વગેરે જોવા-લાયક છે :—

કાંકરીયું તળાવ, શાહઆલમનો રોજો, માતરભવા-નીની વાવ, દાદાહરીની વાવ, અડાળજની વાવ, મલે-કસાબાનનું તળાવ, વટવાનો રોજો, પીરાણાનો રોજો, શા-હીબાગ મહેલ, હઠીસંગનાં દેવલ તથા બંગલો.

આ તાલુકામાં ऊवारसद, वटवा, कुहा, नरोडा, बारेजा, जेतल-पुर વગેરે મોટાં ગામ છે. અમદાવાદમાં અને સાબરમ-તીને સામે કાંઠે રેલવે સ્ટેશન છે. તાલુકાની મુખ્ય નિકાસ—બાજરી, જુવાર, શેરડી, ડાંગર, તમાકુ, અને કઠોળ છે.

## (૫) धंधुका तालुको.

આ તાલુકામાં ૧૩૯ ગામ તથા ૧,૨૩,૧૦૭ માણસની વ-સ્તી છે. આ તાલુકામા ઇંગ્રેજના તાબાનાં ખાલસા ગામ માત્ર ૧૩ છે, બાકીનાં તાલુકદારોના છે. આખા ગુજરાતમા એ મોટામા મોટો તાલુકો છે. એની નદીઓ.—૧. भादर અને ૨. गोमा. એ બે નદીઓ કાઠીઆવાડમા ઉત્પન્ન થઇ રાણપુર આગળ મળેછે. અહિં એકઠી થએલી નદીઓ નાગનેશ તથા ધંધુકા આગળ થઇ ઓંકારને મળેછે અને ત્યાંથી ભો-ગાવામા ભળેછે. ૩. नीलका. ૪. उतावळी એ બરવાળા પાસે વહેછે. એનાં મુખ્ય ગામ.—धंधुका એમા મામલતદાર તથા સબાર્ડિનેટ જડજની કચેરીઓ તથા ગામસુધરાઈ ખાતું છે. એમા ૧૦,૦૪૪ માણસની વસ્તી છે. धोलेरा બંદરમાં ૧૦,૩૦૧ રહેવાશીઓ છે. એ બંદરેથી પહેલાં ઉત્તર ગુજ-

રાતનું રૂ તથા બીજો માલ પરદેશ મોકલવામાં આવતો. આ તાલુકામાં बरवाळा ( વસ્તી ૪,૯૯૯ ), राणपुर ( વસ્તી ૫,૭૨૬ ) અને खस મોટાં ગામ છે. ધોળેરામાં તથા ધંધુકામાં દવાખાનાં છે તેથી લોકોને ઘણું સુખ થયુંછે. વળી ધોળેરામાં કસ્ટમ-ખાતાનો અમલદાર વગેરે સરકારી અધિકારીઓ છે. આ તાલુકાનું गांफ નામે ગામ તાલુકદારનું છે. **નીલકા** નદીપર આવેલા **ભીમનાથમાં** શ્રાવણ વદ અમાસને દિવસે મેળો ભરાયછે. ત્યાં ઘણા લોકો ભેગા થાયછે.

આ તાલુકામાં કેટલેક સ્થળે તેમાં વિશેષ કરીને ધોળેરામાં પાણીની બહુ તંગાસ પડેછે. **રાણપુરમાં** જૂનો પડી ગયેલો કિલ્લો છે. લૂંટ કરનારા કાઠીઓનો બંદોબસ્ત રાખવાને ઘોડેસવારનું લશ્કર પહેલાં ત્યાં રહેતું. એની નિકાસ—રૂ, જુવાર અને ઘઉં છે.

## (६) घोघा तालुको.

આ તાલુકામાં ૬૨ ગામ તથા ૨૯,૩૭૦ માણસની વસ્તી છે. આ તાલુકામાં ઇંગ્રેજ સરકારનાં ખાલસા ગામ માત્ર ત્રણ છે. બાકીનાં તાલુકદારોનાં છે. ઘોઘાની હવા થંડી છે. પરંતુ ત્યાં મીઠા પાણીની તંગી છે. આ તાલુકાના દક્ષિણ અને પૂર્વ ભાગમાં ડુંગરો તથા મીઠા પાણીનાં નાળાં છે. એમાં **ભાવન-ગરની** ખાડી એજ નદી છે તે કાઠીઆવાડમાં **જસદણ** પાસે નીકળેછે. પરગણાનાં ખાલસા ગામોમાં घोघा બંદર છે તેમાં ૭,૦૬૩ માણસની વસ્તી તથા ગામસુધરાઈ ખાતું છે. એમાં મા-મલતદાર, સરકારકુન, તથા દાકતર રહેછે. वालुकड તથા कमलेज એ માત્ર મુખ્ય ગામ છે. એની નિકાસ—બાજરી, રૂ, અને તલ છે.

## (७) साणंद तालुको.

આ તાલુકામાં ૮૪ ગામ તથા ૭૬,૯૬૪ માણસની વસ્તી

છે. એમાની ઘણી જમીન કોઠ તથા કુંવારના ઠાકોરો અને તેમના ભાયાતની છે. साबरमती એ આ તાલુકાની પશ્ચિમે વહેછે. रोहर એ ચેખલા પાસે નીકળીને આ તાલુકાની વચમાં થઈને જાયછે. મુખ્ય ગામ साणंद છે તેમાં ૬,૯૮૪ માણસની વસ્તી અને મામલતદારની કચેરી છે. એમાં આંબલી રોડ, સાણંદ અને છારોડી એ ત્રણ રેલવે સ્ટેશન છે. सर्खेज, गोधावी, चोरवडोदरा, कासींद्रा, विसलपुर અને मोडासर મોટાં ગામ છે. સર્ખેજમાં રોજો અને તળાવ છે તે જોવાલાયક છે. સાબરમતીને કાંઠે કાસીંદ્રા છે ત્યાંનો ગોળ આખા જિલ્લામાં બહુ વખણાયછે. સાણંદના રેલવે સ્ટેશન પાસે નિધ્રાડમાં વરાળથી ચાલતો કપાસ લોઢવાનો અરખો તથા વણઝર પાસે સાબરમતીના કાંઠાપર પાણી કાઢવાનો વરાળથી ચાલતો બંબો છે. નળ નામે ખારા પાણીના તળાવ પાસે આવેલાં ગામોમાં મીઠા પાણીની તંગી છે. એની નિકાસ—બાજરી, ડાંગર, રૂ, શેરડી અને જુવાર છે.

---

# प्रकरण ७ मुं.

## गूजरात. भाग २ जो.

ગુજરાતનાં દેશી રાજ્યો ઇંગ્રેજી ખાલસા મૂલકની ચારે પાસે આવી રહેલાંછે. તેઓમાં ૫૧,૩૧૦ ચોરસ મૈલ જમીન છે, અને ૪૭,૩૭,૦૪૪ માણસની વસ્તી છે. આગળ કહ્યા પ્રમાણે તેઓના આઠ ભાગ કે જથા કર્યાછે. અહીં તેઓનું વર્ણન કરીએછીએ.

### (१) काठियावाड एजन्सि.

કાઠિયાવાડનું નામ અસલ સૌરાષ્ટ્ર હતું. ગાયકવાડના તાબાનાં અમરેલી અને ઓખા પરગણાં બાદ કરતાં આ

એજન્સિમાં શુમારે ૨૦,૫૫૯ ચોરસ મૈલ જમીન છે, અને ૨૩,૪૩,૮૯૯ આદમીની વસ્તી છે. એ મોટો દ્વીપકલ્પ છે, ને વિસ્તારમાં પૂર્વપશ્ચિમ ૨૦૦ મૈલ અને ઉત્તરદક્ષિણ ૧૭૫ મૈલ છે. એમાં ૪૧ કસ્બા અને ૪,૧૨૭ ગામ છે. અને ૬૯૦ નિશાળોમાં આશરે ૪૦,૦૦૦ નિશાળીઆ ભણેછે. એની મર્યાદા–ઉત્તરે કચ્છી રણ; પૂર્વે અમદાવાદ જિલ્લો અને ખંભાતી અખાત; દક્ષિણ અને અગ્નિકોણમાં અરબી સમુદ્રઃ અને વાયવ્યકોણમાં કચ્છી અખાત છે. એના રાજ્યકાજનો બંદોબસ્ત રાખવાને ઇંગ્રેજ તરફથી મુખ્ય અધિકારી પોલિટિકલ એજન્ટ છે. રાજકોટમાં ઇંગ્રેજી ફોજની છાવણી અને એજંટસાહેબની કચેરી છે. એજન્સિના ચાર પ્રાંત કર્યાછે. એમાંના હરેકને માટે આસિસ્ટંટ પોલિટિકલ એજંટ છે.

| ચાર પ્રાંત. | | આ૦ પો૦ એજંટ સાહેબની કચેરી. |
|---|---|---|
| १ झालावाड. | (ઉત્તરમાં) | वढवाण. |
| २ गोहिलवाड. | (પૂર્વે) | सोनगढ. |
| ३ सोरठ. | (દક્ષિણમાં) | माणेकवाडा. |
| ४ हालार. | (પશ્ચિમમાં) | राजकोट. |

ચારે પ્રાંતમાં એક એક પહેલા વર્ગનું સંસ્થાન છે. ઝાલાવાડમાં ધ્રાંગદ્રું ઝાલા રજપૂતોનું મુખ્ય રાજ્ય છે, ને વાંકાનેર, વઢવાણ, લીમડી, સાયલા વગેરે ફટાયા દરબાર છે. સોએક વરસ થયાં ગોહેલવાડમાં પાલીતાણા, લાઠી અને વળાના ગોહેલ ભાયાતોથી વધારે બળવાન થઈ ભાવનગરે શ્રેષ્ઠતા સંપાદન કરીછે. ભાવનગર તથા ગોંડળ દરબારે હાલમાં પોતાને ખર્ચે રેલવે બાંધીછે તે વઢવાણથી ભાવનગર સુધી અને ભાવનગરથી ગોંડલ તાબાના ગામ ધોરાજી સુધી જાયછે. વઢવાણ, લીમડી, ચુડા, રાણપુર, કુંડલી,

બોટાદ, નિંગાલા, ઉજલવાવ, ધોળા, સનસરા, સોનગઢ, શિહોર, વરતેજ, ગઢેચી, ભાવનગર, જાળીઆ, ઢસા, લાઠી, ચીતળ, લુણીધાર, કુકાવાવ, ખાખરીઆ, વાવડી, જેતપુર, જેતલસર, અને ધોરાજી એ રેલવે સ્ટેશનો છે.

સોરઠમાં મુખ્ય રાજ્ય જુનાગઢના નવાબ સાહેબનું છે. ઇસ્વી સને ૧૭૩૫ માં એ મુસલમાની રાજ્યની સ્થાપના થઇ. બાટવાના દરબાર એમના ભાયાત છે. જાફરાવાદનું સંસ્થાન એનાથી જુનું છે. મુગલ પાદશાહોના નૌકાસેનાપતિ જંજિરાના સીધીએ એ મૂલક જીતેલો, અને તેના વંશજોને હાથ તે છે. પોરબંદરનું રાજ્ય સોરઠ પ્રાંતમાં છે. અહિંના રાણા જેઠવા રજપૂત છે. હાલારમાં નવાનગરના જામ સાહેબનું રાજ્ય મુખ્ય છે. કાઠીઆવાડના જાડેજા રજપૂતોના શિરોમણિ જામ સાહેબ છે. હાલારમાં મોરબી, ધ્રોળ, રાજકોટ, અને ગોંડળના દરબાર એજ કુળના છે.

કાઠીઆવાડની વચ્ચોવચ્ચ, ઝાલાવાડના મધ્યભાગથી તે જુનાગઢની દક્ષિણ સીમાસુધી કાઠી દરબારોનાં સંસ્થાન છે. કાઠીરાજા રજપૂતો અને મુસલમાનોની પછી આવ્યા ને જે મૂલક હાલ તેમના કબજામાં છે તે તેમની કનેથી તેમણે જીતી લીધો એવું સંભવેછે. આગળ દક્ષિણ અને પશ્ચિમમાં ગાયકવાડ સરકારના અમરેલીના મહાલ છે. એના મુખ્ય પર્વતો—કાઠીઆવાડમાં પાંચ પહાડ છે. ૧. ચોટીલા ધ્રાંગદ્રેથી સરધાર અને જસદણ સુધી ગયેલાછે. એ ડુંગરા ઊંચાઇમાં ઝાઝા નથી. ૨. તાલાકગીર કે મોરધાર અને લાંબધાર ગોહેલવાડમાં છે. એની પાસે પાલીતાણાનો પ્રખ્યાત ડુંગર શેત્રુંજા છે. એની ઊંચાઈ ૧,૫૦૦ ફુટ એટલે શુમારે ૭૫૦ ગજ છે, અને તેના શિખર ઉપર શ્રાવક લોકે લાખો

રૂપિઆ ખરચી રૂપાળાં દેરાં બાંધ્યાંછે. ૩. ગીર પર્વત સોરઠમા છે. ૪. જૂનાગઢ આગળ ગિરનાર છે. એ પહાડ આખા કાઠીઆવાડમાં સૌથી ઉંચો છે. તેની ઉંચાઈ ૩,૫૦૦ ફુટ છે. ૫. બર્ડા પર્વત બર્ડામાં છે અને ઉત્તરે હાલારમાંના લાલપૂર તથા ભલસાણ સુધી ગયેલોછે. તેની ઉંચાઈ ૨,૦૦૦ ફુટ છે.

નદીઓ.—૧. ભાદર જસદણની પાસેના મદાવન ડુંગરામાંથી નીકળી બર્ડામાંના નવીબંદર આગળ અરબી સમુદ્રને મળેછે. ૨. શેત્રુંજી ગીરપર્વતમાંથી નીકળીને ગોહેલવાડમાં પાલીતાણા તથા તલાજા પાસે થઇને ખંભાતના અખાતને મળેછે. ૩. મચ્છુ ચોટીલામાંથી નીકળીને વાંકાનેર, મોરબી તથા માળીઆના સંસ્થાન પાસે થઇને કચ્છના રણમાં જાયછે. એ સિવાય સોરઠમાંની ઓઝાત નદી ઉબેણને મળેછે, અને સમુદ્ર આગળ તેઓનો ભાદર જોડે સંગમ થાયછે. વળી હાલારમાં આજી સરધારની પાસેના ડુંગરામાં ઉત્પન્ન થઈ રાજકોટ આવેછે અને ત્યાંથી કચ્છના અખાતમાં જાયછે.

એ એજન્સિમાં ચાર હાઇસ્કૂલો અને ૧૩ પહેલા અને બીજા વર્ગની આંગ્લોવર્નાક્યુલર સ્કુલો છે. ગુજરાતી નિશાળો ૬૨૧ છે તેઓમાં ૩૫,૧૯૪ છોકરા ભણેછે. કન્યાશાળા ૫૧ છે તેમાં ૨૬૫૨ છોકડીઓ ભણેછે. રાજકોટમાં એક ઉદ્યોગશાળા છે. વળી કેટલાંક છાપખાનાં, માસિક ચોપાનીઆં, તથા લૈબ્રરીઓ છે. રાજકોટમાં બે ટ્રેનિંગ કાલેજો, અને રાજકુમાર કાલેજ છે. ભાવનગર, વઢવાણ, ધ્રાંગધ્રા, ધોરાજી, ખંભાળીઆ વગેરેમાં રૂનાં કારખાનાં છે. સોરઠના ગિરપર્વત મધ્યે તુલશીશ્યામમાં ઊના પાણીનાં ઝરણ છે.

કપાસ, બાજરી, જુવાર, ઘઉં, ચણા, અડદ, મઠ, મગ, ચોળા, તલ અને શેરડી, એ મુખ્ય નિકાસ છે. આ ઇલા-

કામાં ઘણાં બંદર છે, ત્યાંથી રૂ, ઊન, અનાજ, ઘી, ગોળ, તેલ, ઘોડા, ઢોર, વગેરે મુંબઈ તથા બીજાં બંદરોમાંતે જાયછે. એમાં હિંદુ લોકનાં મોટાં તીર્થ છે. તેઓમાં મુખ્ય द्वारका, सोमनाथ કે प्रभासपाटण, તથા पालीताणा. એ છેલ્લું શ્રાવક-લોકનું છે.

સોરઠમાં વેરાવળ, માંગરોળ, પોરબંદર તથા જાફરાવાદ; ગોહેલવાડમાં ભાવનગર અને મહુવા; અને હાલારમાં જોડીઆ, બેડી અને સાલયા એ બંદરો છે.

ઉપર કહેલા ચાર પ્રાંત દશ પરગણાંમાંથી કરેલાછે. એ પરગણાંનાં નામ, (૧) झालावाड, (२) गोहेलवाड, (३) उंडसर्वैया, (४) बाबरीआवाड, (५) काठीआवाड, (६) सोरठ, (७) बर्डा, (८) हालार, (९) मच्छुकांठो, (१०) ओखामंडळ*.

## (१) झालावाड.

નદીઓ.—૧. भोगावो વઢવાણ અને જાંબુના થડમાં વહેછે. २. लींमडीनो भोगावो ચોકાદ, લીમડી વગેરેની પાસે વહેછે. ३. फलकु ધ્રાંગધ્રા પાસે છે. ४. बांभण સરાડવા તથા હળવદની વચ્ચે છે. ५. मच्छु વાંકાનેર આગળ છે.

| मुख्य संस्थान. | मुख्य शहेर. |
|---|---|
| १ ध्रांगद्रुं. | ध्रांगद्रुं અને हळ्वाद. |
| २ लींमडी. | लींमडी. |
| ३ वढवाण. | वढवाण. |
| ४ वांकानेर. | वांकानेर. |
| ५ थानलकतर. | लकतर અને थान. |
| ६ सायला. | सायला. |

* આ ૧૦ પરગણાંનું વિશેષ વર્ણન આગળ લખ્યું છે તે કાઠીઆવાડની નિશાળોને સારૂ છે. બીજી નિશાળોમાં માત્ર તેઓમાંનાં મુખ્ય સંસ્થાન શીખવવાં. ને પછી સંસ્થાનોની ઊપજ વગેરે લખ્યાં છે તે પણ માત્ર કાઠીઆવાડની નિશાળોને વાસ્તે છે.

| | |
|---|---|
| ૭ चूडा. | चूडा. |
| ૮ बजाणा. | बजाणा. |

એ સિવાય એમાં બીજાં ૪૫ નાનાં સંસ્થાન છે.

## (२) गोहेलवाड.

નદીઓ.—१. भावनगरनी खाडी. २. शेत्रुंजी. ३. मालण મહુવા પાસે છે. ૪. धातरवडी રાજુલા પાસે છે.

| मुख्य संस्थान. | मुख्य शहेर. |
|---|---|
| १. भावनगर. | भावनगर, शिहोर, कुंडला, महुवा, वगेरे. |
| २. पालीताणा. | पालीताणा अने गारिआधर. |
| ३. वळा. | वळा. |
| ४. लाठी. | लाठी. |

એ સિવાય એમાં ૨૧ નાનાં સંસ્થાન છે.

## (३) उंडसरवैया.

નદીઓ.—वगड એ ડાઠાને પડખે છે.

| मुख्य संस्थान. | मुख्य गाम. |
|---|---|
| १. डाठा. | डाठा. |
| २. गणधोळ. | गणधोळ. |
| ३. चोक. | चोक. |

બીજાં નાનાં સંસ્થાન ૨૦ છે.

## (४) बाबरीआवाड.

નદીઓ.—१. धातरवडी. २. रायडी. ३. धोळादरी. ४. रूपेण.

| मुख्य संस्थान. | मुख्य गाम. |
|---|---|
| १. जाफ्राबाद. | जाफ्राबाद. |
| २. डेडाण. | डेडाण. |

એ ઉપરાંત ૩૦ નાનાં સંસ્થાન છે.

## (૫) काठीआवाड.

નદીઓ.—૧. शुकभादर રાણપુર, નાગનેશ વગેરેની પાસે. ૨. गोंडली ગોંડલ પાસે. ૩. शेत्रुंजी ધારી પાસે.

| मुख्य संस्थान. | मुख्य शहेर. |
|---|---|
| १. अमरेली (ગાયકવાડી). | अमरेली અને धारी. |
| २. जेतपुर અને बीलखा. | जेतपुर, चीतल અને बीलखा. |
| ३. बगसरा. | बगसरा. |
| ४. जसदण. | जसदण. |

એ સિવાય બીજાં ૪૯ નાનાં સંસ્થાન છે.

## (૬) सोरठ.

નદીઓ.—भादर, बुब्री, ओझात, सावली, कांबहीरण, सामन અને शींगवडो.

| मुख्य संस्थान. | मुख्य शहेर. |
|---|---|
| १. जूनागढ. | जूनागढ અને वेरावळ. |
| २. कोडीनार (કાઠીઆવાડમાં અમરેલીનું પરગણું). | कोडीनार. |
| ३. बाटवा. | बाटवा. |
| ४. अमरापुर. | अमरापुर. |

## (૭) बर्डा.

નદીઓ—भादर નવીબંદર પાસે.

આ ભાગમાં पोरबंदर કરીને એકજ સંસ્થાન છે. તેનું મુખ્ય શાહેર पोरबंदर છે.

## (૮) हालार.

નદીઓ.—૧. रामवती લાલપોર તથા છીકારી પાસે.

૨. ફુલઝર જોડીઆ પાસે. ૩. આજી રાજકોટ તથા બાળંભા પાસે.

| मुख्य संस्थान. | मुख्य शहेर. |
|---|---|
| १. नवानगर. | नवानगर, जोडीआ, आमरण, खंभाळीआ. |
| २. गोंडल. | गोंडल અને धोराजी. |
| ३. राजकोट. | राजकोट અને सरधार. |
| ४. ध्रोळ. | ध्रोळ અને सरपदड. |
| ५. ध्राफा. | ध्राफा. |

એ સિવાય બીજાં ૨૩ નાનાં સંસ્થાન છે.

## (९) मच्छुकांठो.

નદીઓ.—૧. मच्छु મોરબી, માળીઆ પાસે. ૨. धोडाध्राइ એ મોરબિ તાલુકાના ગામ જેતપુર અને માળીઆ તાલુકાના ગામ વરડુસર પાસે થઈને રણને મળેછે.

| मुख्य संस्थान. | मुख्य शहेर. |
|---|---|
| १. मोरबी. | मोरबी. |
| २. माळीआ. | माळीआ. |

## (१०) ओखामंडल.

આ પ્રાંત હાલારની પશ્ચિમે છે. તેને ફરતો ઘણે ઠેકાણે દરિયો આવેલોછે. એમાં મુખ્ય ગામ द्वारका, कच्छीगढ, आरंभडु, पोशीतरू, धीणाकी અને मढी છે.

આ પ્રાંત ગાયકવાડને તાબે છે.

કાઠીઆવાડનાં સંસ્થાનો. હાકેમની જાત. સંસ્થાનની વસ્તી. રાજ્યકર્ત્તાના ઈલિકાબ, નીપજ તથા નિકાસઃ—

પહેલો વર્ગ—

जूनागढना नवाब. બાબી મુસલમાન ...૩,૮૭,૪૯૯
नवानगरना जाम. જાડેજા રજપૂત ......૩,૧૬,૧૪૭
भावनगरना रावळ. ગોહેલ રજપૂત.........૪,૦૦,૩૨૩
ध्रांगद्राना राज. ઝાલા રજપૂત............૯૯,૬૮૬

બીજો વર્ગ—

मोरबीना ठाकोर. જાડેજા રજપૂત ...... ૮૯,૯૬૪
वांकानेरना राज. ઝાલા રજપૂત ......... ૩૦,૪૯૧
पालीताणाना ठाकोर. ગોહેલ રજપૂત ...... ૪૯,૨૭૧
ध्रोळना ठाकोर. જાડેજા રજપૂત ...... ૨૧,૭૭૬
लींमडीना ठाकोर. ઝાલા રજપૂત ......... ૪૩,૦૬૩
राजकोटना ठाकोर. જાડેજા રજપૂત ...... ૪૬,૫૪૦
गोंडळना ठाकोर. જાડેજા રજપૂત ......૧,૩૫,૬૦૪
वढवाणना ठाकोर. ઝાલા રજપૂત ......... ૪૨,૫૦૦
जाफरावादना सीदी. હબશી મુસલમાન ... ૯,૪૦૫

ત્રીજો વર્ગ—

पोरबंदरना राणा. જેઠવા રજપૂત ...... ૭૧,૦૭૨
वळाना ठाकोर. ગોહેલ રજપૂત......... ૧૭,૦૧૯
लखतरना ठाकोर. ઝાલા રજપૂત ......... ૨૩,૨૦૮
बाटवाना बाबी. બાબી મુસલમાન ... ૧૪,૫૨૪
जसदणना राजा. ખાચર કાઠી ......... ૨૯,૦૩૭
सायलाना ठाकोर. ઝાલા રજપૂત ......... ૧૬,૯૯૧
चूडाना ठाकोर. ઝાલા રજપૂત ......... ૧૩,૪૯૬

**ચોથો વર્ગ—**

| | | |
|---|---|---|
| मूळीना ठाकोर. | પરમાર રજપૂત ...... | ૧૯,૮૩૨ |
| लाठीना ठाकोर. | ગોહેલ રજપૂત........ | ૬,૮૦૪ |
| बजाणाना मलेक. | મલેક મુસલમાન ...... | ૧૫,૮૭૧ |
| नाना संस्थानो. | ...................... | ૪,૪૧,૦૦૦ |

એ સંસ્થાનો ગાયકવાડ કે ઇંગ્રેજને ખંડણી આપેછે*.

ઘઉં, રૂ, ડુંગળી (કાંદા), ખાણના પથરા.

ધાન્ય, રૂ, મીઠું, રેશમી કાપડ, સોનેરી તથા રૂપેરી ફીત, ખાણના પથરા, આરસ, પરવાળાં, મોતી.

ધાન્ય, રૂ, તેલ, મીઠું, કાપડ, ત્રાંબા પીતળનાં વાસણ.

ધાન્ય, રૂ, મીઠું, ત્રાંબા પીતળનાં વાસણ, ખાણના પથરા.

ધાન્ય, રૂ, મીઠું, માટીનાં વાસણ, ખાણના પથરા.

ધાન્ય, રૂ, મીઠું, કાળા, આરસના પથરા.

એજન.

ધાન્ય અને કાપડ.

ધાન્ય.

રૂ, ઘઉં, જુવાર, બાજરી, ખાદી.

જુવાર, બાજરી, ચણા, ઘઉં, ખાણના પથરા.

રૂ, જુવાર, બાજરી, ઘઉં, શેરડી.

ધાન્ય, રૂ, મીઠું અને સાબુ.

બાજરી, ઘઉં, રૂ, ખાદી, ખાણના પથરા.

ધાન્ય, રૂ, રેશમનાં કપડાં, ખાદી, ખાણના પથરા.

ધાન્ય, રૂ, તેલ અને કાપડ.

ધાન્ય, રૂ, અને માટીનાં વાસણ.

ધાન્ય, અને રૂ.

ધાન્ય, રૂ, અને માટીનાં વાસણ.

---

* જંજીરાના તથા જાફરાવાદના સીદીને માથે ખંડણી નથી

ધાન્ય અને રૂ.
ધાન્ય અને રૂ.
ધાન્ય અને રૂ.
ધાન્ય, રૂ, તેલ, કાપડ, તાંબા પીતળનાં વાસણ.
ધાન્ય અને રૂ.

## २. पालणपुर एजन्सि*.

આ એજન્સિ ગૂજરાતની ઉત્તરે છે. એની ઉત્તરે મારવાડ અને શિરોઈ, દક્ષિણે ગાયકવાડનો મૂલક, પૂર્વે શિરોઈ અને મહીકાંઠા એજન્સિ અને પશ્ચિમે કચ્છનું રણ છે. એની લંબાઈ આશરે ૧૦૦ મૈલ છે તથા પહોળાઈ પણ એટલીજ છે. એનું ક્ષેત્રફળ ૮,૦૦૦ ચોરસ મૈલ છે. એમાં ૪ કસ્બા, ૧,૧૦૪ ગામ તથા ૫,૭૬,૪૭૮ માણસની વસ્તી છે. વસ્તીનો ઘણોખરો ભાગ હિંદુ છે. એમાં ૨૬ નિશાળો છે તેમાં ૧,૭૭૭ નિશાળીઆ ભણેછે. એ એજન્સિમાં બે પહેલા વર્ગની આંગ્લોવર્નાક્યુલર સ્કૂલો તથા એક કન્યાશાળા છે. એની ઉત્તર તરફના ભાગ તથા શિરોઈ પાસેના ઈશાન કોણના ભાગ સિવાય બાકીનો દેશ સપાટ છે. એમાં बनास અને सरस्वती એ બે નદી શિરોઈના ડુંગરમાંથી નીકળીને કચ્છના રણમાં વહેછે. એની નિકાસ-બાજરી, જુવાર, ઘઉં, મગ, મઠ, અને બીજું ધાન્ય. પાલણપુર એજન્સિમાં ડાંગર અને શેરડી પાકેછે. વારાઈ અને રાધનપુરમાં રૂ પેદા થાયછે તે ધોળેરાને રસ્તે મુંબઈ મોકલવામાં આવેછે. આ એજન્સિ પાલણપુરના સુપરિન્ટેન્ડેન્ટના તાબામાં છે, તેનો જાથુ મુકામ પાલણપુરમાં છે, પણ વરસમાં એક વાર તપાસ કરવા તથા મુકદ્દમા ચૂકવવા સારૂ સાહેબ ફરવા નીકળેછે.

* આ એજન્સિનું વર્ણન એમાંની નિશાળોને સારૂ છે. બીજી નિશાળોમાં સ્થાનોનાં નામ, નદીઓ, સરહદ, કસ્બા, ને જુજ હકીકત શીખવવી.

